દિગંબર જૈન ગ્રન્થમાળા નં. ૧૯

॥ श्री वीतरागाय नमः ॥

# श्री जैन सिद्धांत प्रवेशिका.

(સ્યા. વા. ન્યા. પં. ગોપાળદાસજી બરૈયા-
કૃત હિંદી ગ્રંથનો ગુજરાતી અનુવાદ)

પ્રકાશક—

मूलचंद कसनदास कापडीया—सुरत.

બોરસદ (ખેડા) નિવાસી પરી. પ્રેમાનંદદાસ નાર-
ણદાસ તરફથી તેમના સ્વર્ગવાસી પુત્ર મનુભાઈના
સ્મરણાર્થે "દિગંબર જૈન" પત્રના ગ્રાહકોને
છઠ્ઠા વર્ષમાં (આઠમી) ભેટ.

પ્રથમાવૃત્તિ. વીર સં. ૨૪૩૯. પ્રત ૧૫૦૦

મુલ્ય. રૂ. ૦-૪-૦

# પ્રસ્તાવના.

જૈન સિદ્ધાંતનાં અનેક શાસ્ત્રો એટલાં બધાં ગૂઢ અર્થવાળાં છે કે સાધારણ પુરૂષોને તેનો અર્થ સમજતાં બહુજ મુશ્કેલ પડે છે અથવા તો તે વાંચતાં કંટાળો ઉપજ્ન કરે છે. તેમજ આપણામાં મુનિ ભટ્ટારકોના અભાવે સિદ્ધાંતના શાસ્ત્રોનો અર્થ સમજાવનાર માત્ર કેટલાક ગણત્રી પંડિતો સિવાય કોઈ નજરે પડતું નથી, જેથી દિગંબર જૈન કોમમાં એક એવા પુસ્તકની જરૂર હતી કે, જેમાં જૈનસિદ્ધાંતનું રહસ્ય ટુંકમાં સરળરીતે સમજાવેલું હોય. આ હેતુ પાર પાડવાને આગ્રાનિવાસી જાણીતા **પંડિત ગોપાળદાસજી બરૈય્યા** કે, જેઓ હાલ "**સ્યાદ્વાદવારિધિ વાદિ ગજ કેશરી ન્યાય વાચસ્પતિ**" ની પદવીથી વિભુષિત થયેલા છે, તેઓએ "**શ્રી જૈન સિદ્ધાંત પ્રવેશિકા**" નામે લઘુ ગ્રંથ **હિંદી ભાષામાં** ચર વર્ષ ઉપર રચીને તે શેઠ નાથા રંગજી દ્વારા પ્રકટ કર્યો હતો,

તે જનસમાજમાં એટલો બધો પ્રિય થઇ પડયો કે પ્રથમ આવૃત્તિ જોતજોતામાં ઉપડી ગઇ અને તેનું **મરાઠી** ભાષાંતર પણ થઇને બહાર પડી ગયું અને હીંદીની બીજી આવૃત્તિ પણ બહાર પડી ગઈ છે, જેથી આવા મહત્વના ગ્રંથનો ગુજરાતી અનુવાદ થઇને પ્રકટ થવાની અત્યંત આવશ્યક્તા હોવાથી અમોએ તેનું **ગુજરાતી ભાષાંતર ચાવલી** ( આગ્રા ) નિવાસી **પં. નંદનલાલ** જૈન ( ઇડર ) દ્વારા તૈયાર કરાવી તેમાં સંશોધન કરી આ "**શ્રી જૈનસિદ્ધાંત પ્રવેશિકા**" નામે લઘુ ગ્રંથ પ્રકટ કર્યો છે, જે ગુજરાતીભાષાના વાંચકોને એક અમુલ્ય વાંચન પુરૂં પાડશે, એમ અમોને સંપૂર્ણ આશા છે.

વળી ગુજરાતમાં વાંચનનો શોખ વિશેષ ન હોવાથી આ ગ્રંથનો પુષ્કળ ફેલાવો થવા માટે, એનો મફત ફેલાવો થવાની જરૂર હતી, જે માટે બોરસદ (ખેડા) નિવાસી **પરીખ પ્રેમાનંદદાસ**

**નારણદાસે** પોતાના સ્વર્ગવાસી પુત્ર **મનુભાઇના સ્મરણાર્થે** આ ગ્રંથ 'દિગંબર જૈન' પત્રના ગ્રાહકોને ભેટ તરીકે આપવા જે ગોઠવણ કરી આપી છે, તે માટે આ વૃદ્ધ ગૃહસ્થના આપણે અત્યંત આભારી છીએ. જો આ મુજબ મૃત્યુના સ્મરણાર્થે શાસ્ત્રદાન થતાં રહે, તો મરનારનું નામ અમર રહેવા ઉપરાંત દાન પુણ્યના ભાગી થવાય. વળી આ ગ્રંથ ધ્યાનથી વાંચવાથી જૈનધર્મનાં સઘળાં તત્વોનું ભાન સરળ રીતે થઇ શકે તેમ છે કેમકે દરેક બાબતનું **પ્રશ્ન** અને **ઉત્તર**નાં રૂપમાં વર્ણન કરેલું છે, માટે આ ગ્રંથ દરેક પાઠશાળામાં પણ ચાલુ કરવા માટે અમો આગ્રહપૂર્વક સૂચના કરીએ છીએ.

જૈન જાતિ સેવક,

વીર સંવત ૨૪૩૯
અષાડ સુદ ૧૩
તા. ૧૬-૧-૧૩

**મુળચંદ કસનદાસ કાપડીઆ.**
ઑ. સંપાદક,
"દિગંબર જૈન"-**સુરત.**

સ્વર્ગ. મનુભાઇ પ્રેમાનંદદાસ પરી.
બોરસદ (ખેડા)

જન્મ સં. ૧૯૪૩. મૃત્યુ સં. ૧૯૬૮.

JAIN PRESS, SURAT.

# સ્વર્ગીય બંધુ મનુભાઈ પ્રેમાનંદદાસ પરીખનું સંક્ષિપ્ત જીવનચરિત્ર

---

જે સ્વર્ગીય બંધુના સ્મરણાર્થે તેમનો ફોટો સહિત આ લઘુ ગ્રંથ ભેટ તરીકે પ્રકટ કરવામાં આવે છે, તેમનું જીવનચરિત્ર પણ આ સાથે પ્રકટ કરવું ઉચિત ધારીએ છીએ. આ ભાઇની **૨૪** વર્ષની કાર્કિર્દી દરમ્યાન જેટલું જાણવાનું છે, તે કરતાં તેમનાં કુટુંબીઓમાંથી વધારે જાણવાનું અને બોધ-લેવા યોગ્ય હોવાથી આ પ્રસંગનો લાભ લઇ પ્રથમ તેમના **કુટુંબનો સંક્ષિપ્ત પરિચય** આપવા પછી અમો **મર્હુમ ભાઇ મનુભાઈનું** ચરિત્ર જણાવીશું.

**મરહુમ મનુભાઈનો** જન્મ **બોરસદ** (જીલ્લે ખેડા) માં **મકનદાસ પારેખના** નામથી

જાણીતા કુટુંબમાં થયો હતો. શેઠ. મકનદાસ પારેખના ચારપુત્રોમાં મોટા **પરીખ નારણદાસ** સરકારી નોકરીમાં હતા, જેઓ સં. ૧૯૩૯ માં નોકરી ઉપરથી રીટાયર થઇ સં. ૧૯૫૨ ની સાલમાં લગભગ ૬૭ વરસની વયે ગુજરી ગયા, તેમના મોટા દીકરા **પરીખ પ્રેમાનંદદાસ,** જેઓ હાલ હયાત છે, તેમનો **જન્મ** સં. **૧૮૯૭** માં થયો હતો, જેઓ પોતે પંદર વરસની ઉમરે પિતાજીની **તલાટીની** નોકરીમાં તેમની સાથે ગામડે ફરતા હતા. આ નોકરીમાં પરતંત્ર જીંદગી લાગતી અને **બ્રીટીશરાજ્ય**ના અમલની શરૂઆતમાં જરા તરા પણ ઈંગ્રેજી જાણનારને ઘણો સારો લાભ થતો હતો, છતાં પોતાની કોમના રિવાજ પ્રમાણે ઘર બાહાર જવાનું નહીં થવાથી પોતે ઈંગ્રેજી કેળવણીનું અમૃતપાન કરી શકયા નહીં, તેથી તે વખતમાં પોતાની બાહોશીના પ્રમાણમાં મળવો જોઇતો લાભ નોકરીમાં મેળવી

શક્યા નહિ. આ અમલ **પેશ્વાઇની પડતીનો** અને **કંપની સરકારની ચડતીનો** હતો. હવે એક વખત એક ગામડે તેઓ તલાટી તરીકે કામ કરતા હતા. (તલાટીની નોકરીમાં કેટલું સુખ હોય છે, તે ગામડામાં સર્વને માલુમ હોય છે.) ત્યારે તલાટીનાં લાંબાં પત્રકો લખવામાં ઘેર રસોઈ બળી ગઈ, તેજ વખતે રાજીનામું મોકલી નોકરી છોડી ઘેર આવ્યા, જ્યાં કુદરતી રીતે જો કે માબાપ ખીજ્યાં, પણ તેમને શાંત પાડી વ્યાપાર શરૂ કરવાનો વિચાર કર્યો. આ વખતે સં. ૧૯૨૧ ની સાલમાં પોતાની ઉગતી જુવાનીમાં ૨૦ વરસની ઉમરે પોતાના કુટુંબની ચડતીની નીશાની—દુકાન કરી અને માત્ર રૂ. ૫૦) જેવી નાની મુડીથી ધંધો શરૂ કીધો. (તે વખતે દરેક ધંધામાં કમાણી સારી રહેતી હતી.) એ પછી ઉત્તરોત્તર વધતા ગયા, તે સં. ૧૯૪૭ ના વરસ સુધી **પરી. પ્રેમાનંદ નારણદાસ**ના નામથી દુકાન ચાલુ રાખી, બાદ

તેમના ભાઈ **જેશીંગભાઈ** (જેમનો દીકરો કાળીદાસ મુંબાઈમાં ઝવેરાતનો ધંધો શીખે છે તે) જુદા થયા હતા. એમને પાંચ પુત્રો હતા, તેમાંથી સૌથી નાના આ ચરિત્રના નાયક **મનુભાઈ**-ના અકાળ સ્વર્ગવાસથી હવે **ચાર પુત્રો** હયાત છે, જેમનાં નામો—**૧ દામોદરદાસ**, ૨. **ચુનીભાઈ**, ૩. **લલ્લુભાઈ** ૪. **કેશવલાલ.**

આ ચારે ભાઈઓ બાહોશ અને વ્યવહાર-કુશળ છે. આ કુટુંબ **વીસામેવાડા જ્ઞાતિનું** કહેવાય છે. હાલમાં એમની જ્ઞાતિમાં આ કુટુંબ આગળ પડતું અને કેળવાયલું કુટુંબ ગણાય છે. મોટા **દામોદરદાસ** પિતા સાથે બોરસદ રહી ઉઘરાણી સાચવે છે અને હાલ અમદાવાદમાં શેરની દલાલી કરે છે. બીજા **ચુનીભાઈ** (જેમને બોરસદના અથવા ચરોતરના **વ્યાપારી હીરા** કહીએ તો, અતિશયોક્તિ નહિ કહેવાય) તેમણે પિતાનો ધંધો કેટલો બધો વધાર્યો છે તે નીચેની

હકીકતથી જણાશે. સંવત ૧૯૪૯ માં **ચાંદીનો સટ્ટો** હિંદુસ્તાનમાં અને તેમાં ખાસ કરીને **મુંબાઇમાં** હયાતિમાં આવ્યો, તે વખતે આ ભાઇનું ચંચળ મન હાથમાં ન રહ્યું. તેજ વરસમાં ચુનીભાઈ પોતાના દાદાજી સાથે શ્રીશીખરજીની જાત્રાએ જઈ પાછા વળતાં મુંબાઇમાં જોવા માટે ઉતર્યા હતા. તે વખતમાં મુંબાઇ શહેરનો વૈભવ અને વધતી જતી સ્થીતિ જોઇ વિચાર્યું કે મુંબાઇમાં દુકાન થાય. તોજ જન્મારો સફળ થાય. આ હેતુને બર લાવવાને તાત્કાળીક સાધન ચાંદીનો સટ્ટો અને મુંબાઇના ઝવેરી શેઠ **માણેકચંદ પાનાચંદનું ઉત્તેજન** એ હતાં. પછી સટ્ટાના પ્રસંગે મુંબાઈ—અમદાવાદ, વડોદરા વીગેરે શહેરો અને તેનો ધીકતો ધંધો જોવાનો પ્રસંગ ધીમે ધીમે મળતો ગયો, તેનો લાભ લેતા ગયા, એટલે સર્વેની સરખામણીમાં મુંબાઇજ વ્યાપાર માટે કેન્દ્રસ્થાન લાગ્યું, પણ તે વિચાર અમલમાં લાવવા વીધિએ ઢીલ કરી.

સંજોગ એવો બન્યો કે સં ૧૯૫૧ ની સાલમાં પાલીતાણાની પ્રતિષ્ટા વખતે તેમને મુંબાઇના જાણીતા **શ્રીમાન દાનવીર શેઠ, માણેકચંદ હીરાચંદ** ઝવેરી અને તેમના કુટુંબનો **શુભ સમાગમ** થયો અને પાલીતાણાના મંદિરનાં નામાં-સંબંધી હિસાબ વીગેરે ઉપરથી સંબંધ વધતો ગયો. અને શેઠ માણેકચંદે ત્યાં ભરાયલા પાંચ હજાર જાત્રીમાંથી હીરો પારખી કાઢયો અને તેમને મુંબાઇ વેપાર કરવા માટે બોધ કર્યો, જેની અસરના પરીણામે સં. ૧૯૫૩માં **પરી. પ્રેમાનંદ નારણદાસ**ના નામથી આગલી દુકાન મુંબાઇમાં ઉઘાડી, જેમાં નાના ભાઇઓ મદદમાં આવતા હતા. બાદ મુંબાઇનો ધંધો બહોળા પાયા ઉપર ચલાવવા માટે બીજા ત્રણ મિત્રોને ભાગીદાર કરી **સં. ૧૯૫૪માં પરી. જેઠાલાલ પ્રેમાનંદદાસ**-ના નામમાં પોતાનો વહીવટ બદલી નાંખ્યો. **આ પેઢીને** કંપનીઓ દુકાળે યારી આપી અને ટુંકા

વખતમાં એક જાણીતી પેઢી તરીકે મુંબાઇ અને ગુજરાત—દક્ષિણમાં નામ બાહાર પાડયું. બાદ પ્રસંગ મળતાં આણંદ—અમદાવાદ વીગેરે સ્થળોએ વહીવટ વધાર્યો, તે એટલે સુધી કે સં. ૧૯૬૬ની સાલમાં **વિલાયત**માં ( જર્મનીમાં ) પણ પેઢી સ્થાપી, જે **મનુભાઇ**ના મરણના લીધે તથા બીજા કેટલાંક અનિશ્ચિત કારણોને લીધે બંધ કરવી પડી છે. આ બધા વહીવટમાં આ ભાઈ **ચુનીભાઇ** આગેવાની ભરેલો ભાગ લઇ વહીવટ ચલાવે છે. આ ભાઇ શ્રીશીખરજીની કમીટીના એક ટ્રસ્ટી પણ છે.

**ત્રીજા ભાઇ લલ્લુભાઇ**, જેઓ મુંબાઈ યુનીવર્સીટીના **ઇજનેરી લાઇનના ગ્રેજ્યુએટ** (L. C. E.) છે અને હાલ ઘણા સારા પગારે **ઇન્કમટેક્સ** ખાતામાં અમલદાર છે, તેમના વિષે વધારે ઓળખ આપવાની જરૂર નથી, કેમકે તેઓ મુંબઇ દિગંબર જૈન **પ્રાંતિક**

સભાના તથા અમદાવાદ બોર્ડિંગના માજી સેક્રેટરી તરીકે સર્વેની ઓળખાણમાં છે, એટલુંજ નહીં પણ મુંબાઈની હી. ગુ. જૈન બોર્ડિંગ, હીરાબાગ, મુંબાઇ દેરાસર, ઇડર પાઠશાળા, બોરસદ લાયબ્રેરી જેવા લગભગ અડધો ડઝન ખાતાંઓમાં **ટ્રસ્ટી** અને **મેમ્બર** છે. આ ભાઇ મુંબાઈમાં રહી પોતાથી બનતી કોમસેવા બજાવે છે.

આ ભાઇ **ઇન્કમટેક્સ** જેવા ખાતામાં રહેવા છતાં પાણીમાંના કમળની માફક ચોખ્ખા રહી પ્રમાણીકપણે સરકાર અને રૈયતનો સરખો લાભ સાચવે છે, એ એમની કેળવણીની બલીહારી છે.

**ચોથા ભાઇ કેશવલાલે** ઉપયોગી થોડું ઇંગ્રેજીજ્ઞાન મેળવ્યું છે, પણ વ્યાપારમાં કુશળ છે. એઓ પ્રથમ ૧૦ વરસ સુધી ચોકસી માણેકચંદ લાભચંદની પેઢીમાં ભાગીદાર હતા અને હવે **ચોકશી કેશવલાલ ચુનીલાલ**ના નામથી ચાલતી

**ચાંદીની** પેઢીમાં મુબાઇમાંજ ભાગીદાર તરીકે પેઢી ચલાવે છે.

આ રીતે આ **ચારે ભાઇઓ** સ્વતંત્ર ધંધો ચલાવી સારી કમાણી સાથે કુટુંબની આબરૂ વધારે છે. '**યથા પિતા તથા પુત્રો**' ની કહેવત પ્રમાણે પ્રતાપી પિતાના પુત્રો પણ પ્રતાપી નીકળ્યા છે, જે આપણને મગરૂર થવા જેવું છે. હવે આ ઉપરથી વાંચકોને જણાશે કે, આ કુટુંબકથામાંથી વ્યાપાર અને કેળવણીના ઉત્સાહી યુવકોને ઘણો બોધ લેવાનો છે. ફક્ત એકજ વૃત્તિ નહીં રાખતાં સ્થળો જોવામાં સ્થળો જોવાં અને ત્યાંનો વ્યાપાર પણ જોવાની જીજ્ઞાસા રાખવી જોઇએ, તેમજ પોતાનો વ્યાપાર કેમ કેળવાય, તે માટે પણ લક્ષ રાખવું જોઇએ. વળી ઘેર બેસીને એકજ રોટલાના ભાગે આવતા ટુકડા ઉપર આધાર રાખી બેસી રહેવા કરતાં જમાનાને અનુસરી દરેકને તેનું મગજ કેળવવાનો પ્રસંગ

આપવો જોઇએ, અને ઘર બાહાર જવાને કે મો-
કલવાને જરાપણ આનાકાની કરવી જોઇએ નહીં.
તેમ ચાલુ જમાનાની કેળવણી વિના આગળ પડવું
મુશ્કેલ છે, માટે ઘરનાં બાળ બાળકીઓને ભણા-
વવા ઉપર પ્રથમ લક્ષ આપવું જોઇએ. આથી
આપણા સાંકડા વિચાર મટી મન મોટું થાય છે
અને દયા, ધર્મ, નીતિ અને પ્રમાણિકપણું સાચ-
વીને કામ કરવાની ટેવ પડે છે, જે ટેવ આપણી
જીંદગીના સુખનો મુખ્ય આધાર છે. Aim at
the sky આકાશ તરફ તાકવાની ધારણાવાળો
થોડે સુધી પણ તીર નાંખી શકે છે; આ ધ્યાનમાં
રાખી દરેક બાબતમાં ઉંચ દૃષ્ટી અને ઉંચ-
વિચારો રાખવાની ટેવ દરેકે પાડવી જોઇએ.

આવા ગુણીઅલ અને ભાગ્યશાળી કુટુંબમાં
જન્મ પામી **પાંચમા પુત્ર મરહુમ મનુભાઇ**-
નામાં બધા ઉમદા ગુણો હોય, એ સ્વભાવિક છે.

**ભાઇ મનુભાઇનો જન્મ સં. ૧૯૪૩**
માં થયો હતો. બાદ તેમને સાડાત્રણ વરસની

બાળવયમાં મુકી તેમનાં માતુશ્રી ગુજરી ગયાં. આ વખતે ઘરમાં અડચણ પડતી હતી, છતાં પાંચે પાંડવ માફક પાંચે ભાઇઓ તથા છઠ્ઠાં બહેન રુક્ષ્મિણી (જે સંવત ૧૯૬૪ ની સાલમાં પરલોકવાસી થયાં) તેમની સાથે બધાં આનંદમાં બાળક્રીડા કરતાં દિવસ નિર્ગમન કરતાં હતાં. પુણ્યશાળી પિતાજીએ કેળવણી આપવામાં પૂર્ણ કાળજી રાખવાથી આ પુત્રે રાજ્યકેળવણીનો થોડો ઘણો લાભ લીધો. એટલે ૧૧ વરસની બાળવયે ગુજરાતી છઠું ધોરણ પુરૂં કરી અંગ્રેજીનો અભ્યાસ શરૂ કીધો.

આ ભાઇ જ્યારે પાંચમા અને છઠ્ઠા ધોરણમાં હતા, ત્યારે હિંદુસ્તાનમાં **સ્વદેશી** અને **બૉયકોટ**નો ગરમ વાયુ વાતો હતો. આ પવનના સપાટામાંથી આ ભાઇ બચી ગયેલા નહોતા. ઘરમાં **ઘરદેહેરાસર** હોવાથી ધર્મ ઉપર સારી શ્રદ્ધા રાખતા, તેટલામાં આ સ્વદેશીનો પવન વાવા લાગ્યો. જેને મરતાં સુધી વળગી રહ્યા

હતા. ફક્ત વચમાં વિલાયતમાં વિદેશીવસ્તુઓ વાપરી હોય, તે અપવાદરૂપે ગણી બાકીનો વખત સ્વદેશીખાંડ ખાતા અને સ્વદેશીજ કપડાં પહેરતા હતા. એઓ ૧૮ વરસની વયે મેટ્રીક્યુલેશનની પરિક્ષામાં નિષ્ફળ થયા, પણ વ્યાપાર ઉપર મન હોવાથી નિરાશ થયા નહીં. આથી ગ્રેજ્યુએટ થવામાં જે વરસ જાય, તેનો ઉપયોગ **ઝવેરાતની લાઇન** શીખવામાં એમણે કાઢવાનો નિશ્ચય કીધો, જેમાં ચાર વરસ સારો અનુભવ મેળવ્યો, તેવામાં સં. ૧૯૬૬માં (તા. ૧૩-૮-૧૦ ના રોજ) **પરિ. જેઠાલાલ પ્રેમાનંદની પેઢી** (જેમાં તેઓ પણ એક પેટા ભાગીદાર હતા.) તેમના તરફથી "**પરીખ બ્રધર્સ**" **નામની** પેઢી વિલાયતમાં **જર્મની** દેશના **હેમ્બર્ગ** શહેરમાં સ્થાપવા માટે પોતાના મોટા ભાઇ **લલ્લુભાઇ** (એલ. સી. ઇ.) સાથે ઉપડી ગયા, જ્યાં પાહોશીથી કામ કરતા હતા. ત્યાં પાંચ માસ રહી

ભાઇ લલ્લુભાઈ તેમને ઠેકાણે પાડી નોકરી ઉપર જોડાવા મુંબાઇ પાછા આવ્યા, ત્યારે મનુભાઇ એકલા તે પેઢીનો વહીવટ **હેમ્બર્ગમાં** રહી ચલાવતા હતા. પછી ત્યાં લગભગ ૭ માસ રહી તા. ૫–૫–૧૧ ના રોજ એટલે સં. ૧૯૬૭ ના વૈશાખ માસમાં પાછા મુંબાઇ આવ્યા. તેમણે મુસાફરીમાં બર્લીન, લંડન, પારીસ વીગેરે શહેરો જોઇ સારો અનુભવ મેળવ્યો હતો. હવે આ પેઢી ચાલતી હતી, એ અરસામાં મનુભાઇ સં. ૧૯૬૭ ની દીવાળી બાદ **ઈંદોરમાં** રૂના વ્યાપાર માટે ગયેલા હતા, જ્યાં તેમને **રોગ** લાગુ પડયો. જેના પરીણામે કલેજામાં **ગુમડું** ( Levir absees) થયું. અને બે માસની **ભયંકર માંદગી** ભોગવી તા. ૨૮–૨–૧૨ સં. ૧૯૬૮ ના ફાગણ સુદી ૧૧ બુધવારની કાળરાત્રએ ભરકુટુંબની રડકકળ વચ્ચે **કાળ** કર્યો ! આ બનાવે તેમના કુટુંબની કીર્તિમાં ઝાંખ લગાડી. વળી

વિલાયતની પેઢી બંધ કરવાની ફરજ પડી. અફ-સોસ, અફસોસ !!! એક ઉપયોગી અને ચળકતા ભવિષ્યવાળો જીવ જવાથી કેટલા જીવને દુઃખ ઉત્પન્ન થયું ?! શું આ જીવની જગ્યા પુરવા કુદરતને બીજો રસ્તો નહી જડયો ? આ બનેલા બનાવને ક્યાં સુધી સંભારવો ?

મર્હુમ ભાઇ મનુભાઇ જાતે પ્રમાણિક, માયાળુ, દયાળુ, પરોપકારી, શાંત પ્રકૃતિના અને મીલનસાર સ્વભાવના હતા, જે તેમની **છબી**માંની શાંત અને ભોળી મુખમુદ્રા ઉપરથી જણાઇ આવે છે.

આ ભાઇએ મુંબાઈ, ગજપંથા, તારંગા, પાવાગઢ વીગેરે સ્થળોએ ભરાયલી મુંબાઇ દિગંબર જૈન પ્રાંતિક **કોન્ફરન્સોમાં વોલંન્ટીઅર** (સ્વયંસેવકો) **ના કેપ્ટન** તરીકે બાહોશીથી કામ કરી જનસેવા બજાવી હતી. વળી ધર્મની પ્રભાવના વધારવામાં પણ **હોંશથી** ભાગ લેતા હતા. **એમને** હાલ **ત્રણ પુત્રો** છે.

આ ભાઇ મનુભાઇના **અકાળ સ્વર્ગવા-સથી** તેમના કુટુંબનેજ નહી, પણ આખી મેવાડા-જ્ઞાતિ અને ખાસ કરીને દિગંબર જૈન કોમને ભારે ખોટ પડી છે. પરમાત્મા તેમના આત્માને અમર શાંતિ આપો ! આમીન ! ! !

જૈન જાતિ સેવક,

વીર સંવત ૨૪૩૯ અષાડ સુદ ૧૩ } **મુળચંદ કસનદાસ કાપડીઆ**

---

## દિગંબર જૈન પુસ્તકાલય–સુરત.

આ પુસ્તકાલયમાંથી હિંદી અને ગુજરાતી ભાષાનાં સર્વે જાતનાં જૈન પુસ્તકો તથા પવિત્ર કાશ્મીરી કેશર ૧) તોલો લેખે મળી શકે છે.

**મેનેજર, દિ. જૈન પુસ્તકાલય–સુરત.**

# અજબ લાભ !!!

શું તમને દર વર્ષે સચિત્ર ખાસ અંક જૈન પંચાંગ ભેટ જોઇએ છે ?

શું તમને જૈન ત્યાગી, બ્રહ્મચારી, શ્રીમાનો, વિદ્વાનો અને જાહેર સંસ્થાઓના **ચિત્રો** જોઇએ છે?

શું તમને દર વર્ષે ૮-૧૦ પુસ્તકો **મફત** જોઇએ છે ?

આવો અજબ લાભ જો તમારે ઘેર બેઠાં જોઇતો હોય, તો વાર્ષિક રૂ ૧।।। અગાઉથી ભરી **'દિગંબર જૈન'** નામે હિંદી-ગુજરાતી માસિક પત્રના ગ્રાહક થાઓ.

**મેનેજર, 'દિગંબર જૈન' ચંદાવાડી-સુરત.**

॥ श्री परमात्मने नमः ॥

# श्री जैन सिद्धान्त प्रवेशिका.

नत्वा जिनेन्द्रं गतसर्व दोषं
सर्वज्ञ देवं हितदेशकं च ।
श्री जैन सिद्धान्तप्रवेशिकेयं
विरच्यते स्वल्पधियां हिताय ॥

अर्थः—जेना सर्व दोषो नाश थया छे, अने जेओ हितने माटे उपदेश आपनार छे, एवा सर्वज्ञ देव श्री जिनेन्द्र भगववाने नमस्कार करीने आ "श्री जैनसिद्धान्त प्रवेशिका" ग्रंथ अल्प बुद्धिवाळाना हितने माटे रचवामां आवे छे.

## प्रथमोऽध्यायः ।

१ प्र. पदार्थोने जाणवाने माटे केटला उपाय छे? उ. चार उपाय छे. १ लक्षण, २ प्रमाण ३ नय, अने ४ निक्षेप.

२ प्र. लक्षण कोने कहे छे? उ. घणाएक मळेला पदार्थोमांथी कोइ एक पदार्थने जुदो पाडवाना हेतुने लक्षण कहे छे. जेमके जीवनुं लक्षण चेतना.

३ प्र. लक्षणना केटला भेद छे? उ. एक आत्मभूत अने बीजो अनात्मभूत.

४ प्र. आत्मभूत लक्षण कोने कहे छे? उ. जे लक्षण वस्तुना स्वरुपमां मळेलुं होय तेने आत्मभूत लक्षण कहे छे, जेमके अग्निनुं लक्षण उष्णपणुं.

५ प्र. अनात्मभूत लक्षण कोने कहे छे? उ. जे लक्षण वस्तुना स्वरुपमां मळेलुं नहि होय, तेने अनात्मभूत लक्षण कहे छे, जेमके दंडी पुरुषनुं लक्षण दंड.

६ प्र. लक्षणाभास कोने कहे छे ? उ. जे लक्षण सदोष होय, तेने लक्षणाभास कहे छे.

७ प्र. लक्षणना दोष केटला छे? उ. त्रण छे. १ अव्याप्ति. २ अतिव्याप्ति अने ३ असंभव.

८ प्र. लक्ष्य कोने कहे छे ? उ. जेनुं लक्षण कही शकाय, तेने लक्ष्य कहे छे.

९ प्र. अव्याप्ति दोष कोने कहे छे ? उ. लक्ष्यना एक देशमां (एक भागमां) लक्षणने रहेवाने अव्याप्ति दोष कहे छे, जेमके पशुना लक्षण शींगडां.

१० प्र. अतिव्याप्तिदोष कोने कहे छे? उ. लक्ष्य अने अलक्ष्यमां लक्षणना रहेवाने अति-व्याप्ति दोष कहे छे, जेमके गायनुं लक्षण शींगडां.

११ प्र. अलक्ष्य कोने कहे छे? उ. लक्ष्य सिवायना बीजा पदार्थने अलक्ष्य कहे छे.

१२ प्र. असंभव दोष कोने कहे छे? उ. लक्ष्यमां लक्षणनी असंभवताने असंभव दोष कहे छे.

१३ प्र. प्रमाण कोने कहे छे? उ. साचा ज्ञानने प्रमाण कहे छे.

१४ प्र. प्रमाणना केटला भेद छे? उ. बे भेद छे. एक प्रत्यक्ष अने बीजो परोक्ष.

१५ प्र. प्रत्यक्ष कोने कहे छे? उ. पदार्थने स्पष्ट जाणे, तेने प्रत्यक्ष प्रमाण कहे छे.

१६ प्र. प्रत्यक्ष प्रमाणना केटला भेद छे ? उ. बे भेद छे. सांव्यवहारिक प्रत्यक्ष, अने बीजो पारमार्थिक प्रत्यक्ष.

१७ प्र. सांव्यवहारिक प्रत्यक्ष कोने कहे छे ? उ. जे इन्द्रिय अने मननी सहायताथी पदार्थने स्पष्ट जाणे, तेने सांव्यवहारिक प्रत्यक्ष कहे छे.

१८ प्र. पारमार्थिक प्रत्यक्ष कोने कहे छे ? उ. कोईनी पण सहायता वगर पदार्थने स्पष्ट जाणे, तेने पारमार्थिक प्रत्यक्ष कहे छे.

१९ प्र. पारमार्थिक प्रत्यक्षना केटला भेद छे? उ. बे भेद छे:--विकल पारमार्थिक अने सकल पारमार्थिक.

२० प्र. विकल पारमार्थिक प्रत्यक्ष कोने कहे छे ? उ. जे रुपी पदार्थने कोइनी पण

सहायता विना स्पष्ट जाणे, तेने विकल पारमार्थिक प्रत्यक्ष कहे छे.

२१ प्र. विकल पारमार्थिक प्रत्यक्षना केटला भेद छे? उ. बे भेद छे, एक अवधिज्ञान अने बीजुं मनःपर्ययज्ञान.

२२ प्र. अवधिज्ञान कोने कहे छे? उ. द्रव्य क्षेत्र काल भावनी मर्यादाथी रुपी पदार्थने स्पष्ट जाणे, तेने अवधिज्ञान कहे छे.

२३ प्र. मनःपर्ययज्ञान कोने कहे छे? उ. द्रव्य क्षेत्र काळ भावनी मर्यादाथी बीजाना मनमां रहेला रुपी पदार्थने स्पष्ट जाणे, तेने मनःपर्ययज्ञान कहे छे.

२४ प्र. सकलपारमार्थिकप्रत्यक्ष कोने कहे छे? उ. केवलज्ञानने.

२५ प्र. केवलज्ञान कोने कहे छे? उ. जे त्रण काळवर्ती ( भूत, भविष्य अने वर्तमान काळना ) समस्त द्रव्योनी तथा समस्त पदार्थोनी अनंतानंत पर्यायोने एक साथ स्पष्ट जाणे, तेने केवळज्ञान कहे छे.

२६ प्र. परोक्ष प्रमाण कोने कहे छे? उ. बीजानी सहायताथी पदार्थने स्पष्ट जाणे, तेने परोक्ष प्रमाण कहे छे.

२७ प्र. परोक्ष प्रमाणना केटला भेद छे? उ. पांच भेद छे--स्मृति, २ प्रत्यभिज्ञान, ३ तर्क, ४ अनुमान, ५ आगम.

२८ प्र. स्मृति कोने कहे छे? उ. पहेलां अनुभव करेल पदार्थने याद करवाने स्मृति कहे छे.

२९ प्र. प्रत्यभिज्ञान कोने कहे छे? उ. स्मृति अने प्रत्यक्षना विषयभुत पदार्थोमां जोड-रुप ज्ञानने प्रत्यभिज्ञान कहे छे. जेमके आ तेज मनुष्य छे के, जे काले जोयो हतो.

३० प्र. प्रत्यभिज्ञानना केटला भेद छे? उ. एकत्वप्रत्यभिज्ञान, सादृश्यप्रत्यभिज्ञान आदि अनेक भेद छे.

३१ प्र. एकत्वप्रत्यभिज्ञान कोने कहे छे? उ. स्मृति अने प्रत्यक्षना विषयभूत पदार्थमां ऐक्यता बतावता जोडरुप ज्ञानने एकत्वप्रत्य-भिज्ञान कहे छे. जेमके आ तेज मनुष्य छे के जे काले जोयो हतो.

३२ प्र. सादृश्यप्रत्यभिज्ञान कोने कहे छे? उ. स्मृति अने प्रत्यक्षना विषयभूत पदार्थोमां

सादृश्य बतावता जोडरुप ज्ञानने सादृश्यप्रत्यभिज्ञान कहे छे. जेमके आ गाय रोझना जेवी छे,

२३ प्र. तर्क कोने कहे छे? उ. व्याप्तिना ज्ञानने तर्क कहे छे.

२४ प्र. व्याप्ति कोने कहे छे? उ. अविनाभाव संबंधने व्याप्ति कहे छे.

२५ प्र. अविनाभाव संबंध कोने कहे छे? उ. ज्यां ज्यां साधन (हेतु) होय, त्यां त्यां साध्यनुं होवुं अने ज्यां ज्यां साध्य नहि होय त्यां त्यां साधन न होवाने अविनाभाव संबंध कहे छे. जेमके ज्यां ज्यां धूमाडो छे, त्यां त्यां अग्नि छे अने ज्यां ज्यां अग्नि नथी, त्यां त्यां धूमाडो पण नथी.

२६ प्र. साधन कोने कहे छे? उ. जे सा-

ध्यना वगर न थाय तेने. जेम अग्निनुं साधन ( हेतु ) धूमाडो.

३७ प्र. साध्य कोने कहे छे? उ. इष्ट अबाधित असिद्धने साध्य कहे छे.

३८ प्र. इष्ट कोने कहे छे? उ. वादी अने प्रतीवादी जेने सिद्ध करवा चाहे ते सिद्ध थाय, तेने इष्ट कहे छे.

३९ प्र. अबाधित कोने कहे छे? उ. जे बीजा प्रमाणथी बाधित न थाय तेने. जेमके अग्निमां ठंडापणुं प्रत्यक्ष प्रमाणथी बाधित छे, ए कारणथी ठंडापणुं साध्य थई शकतुं नथी.

४० प्र. असिद्ध कोने कहे छे? उ. जे बीजा प्रमाणथी सिद्ध न थाय अथवा जेनो निश्चय न होय तेने असिद्ध कहे छे.

४१ प्र. अनुमान कोने कहे छे ? उ. साधनथी साध्यना ज्ञानने अनुमान कहे छे.

४२ प्र. हेत्वाभास (साधनाभास) कोने कहे छे ? उ. सदोष हेतुने अथवा दोष सहित हेतु कहेवाने.

४३ प्र. हेत्वाभासना केटला भेद छे ? उ. चार भेद छे. असिद्ध, विरुद्ध, अनैकान्तिक (व्यभिचारी) अने अकिंचित्कर.

४४ प्र. असिद्धहेत्वाभास कोने कहे छे ? उ. जे हेतुना अभावनो ( गेर हाजरीनो ) निश्चय होय अथवा तेना सद्भावमां (हाजरीमां) संदेह (शक) होय, तेने असिद्ध हेत्वाभास कहे छे. जेमके--"शब्द नित्य छे केमके नेत्रनो विषय छे," परन्तु शब्द कर्ण (कान)नो विषय

छे, नेत्रनो विषय थई शकतो नथी, ते कारण "नेत्रनो विषय" ए हेतु असिद्धहेत्वाभास छे.

४५ प्र. विरुद्ध हेत्वाभास कोने कहे छे? उ. साध्यथी विरुद्ध पदार्थनी साथे जेनी व्याप्ति होय, तेने विरुद्ध हेत्वाभास कहे छे. जेमके " शब्द नित्य छे केमके परिणामी छे. " आ अनुमानमां परिणामीनी व्याप्ति अनित्यनी साथे छे, नित्यनी साथे नथी, ते माटे नित्यत्वनो " परिणामी हेतु " विरुद्ध हेत्वाभास छे.

४६ प्र. अनैकान्तिक (व्यभिचारी) हेत्वाभास कोने कहे छे.? उ. जे हेतु पक्ष, सपक्ष, विपक्ष ए त्रणोमां व्यापे, तेने अनैकान्तिक (व्यभिचारी) हेत्वाभास कहे छे. जेमके " आ ओरडामां (धूमाडो) छे केमके तेमां अग्नि छे. " अहियां

अग्नित्व हेतु पक्ष, सपक्ष, विपक्ष ए त्रणोमां होवाथी अनैकान्तिक हेत्वाभास छे.

४७ प्र. पक्ष कोने कहे छे? उ. ज्यां साध्य-ने रहेवानो शक होय, तेने पक्ष कहे छे, जेमके उपरना दृष्टान्तमां ओरडो.

४८ प्र. सपक्ष कोने कहे छे? उ. ज्यां साध्यना सद्भावनो निश्चय होय तेने. जेमके धूमाडानो सपक्ष लीला इंधन ( बळतण ) थी मळेली अग्नि छे.

४९ प्र. विपक्ष कोने कहे छे? उ. ज्यां साध्यना अभाव ( गैर मौजुदगी ) नो निश्चय होय तेने. जेमके अग्निथी तपेलो लोढानो गोळो.

५० प्र. अकिञ्चित्कर हेत्वाभास कोने कहे छे? उ. जे हेतु कोइपण कार्य ( साध्यनी

सिध्धि ) करवामां समर्थ न होय, तेने अकि-ञ्चित्कर हेत्वाभास कहे छे.

५१ प्र. आकिञ्चित्कर हेत्वाभासना केटला भेद छे ? उ. बे भेद छे, एक सिद्ध साधन अने बाधित विषय.

५२ प्र. सिद्ध साधन कोने कहे छे ? उ. जे हेतुनुं साध्य सिध्ध होय, तेने सिध्धसाधन हेत्वाभास कहे छे. जेमके अग्नि गरम छे, केमके स्पर्शइन्द्रियथी एवुंज मालुम पडे छे.

५३ प्र. बाधित विषय हेत्वाभास कोने कहे छे ? उ. जे हेतुना साध्यमां बीजा प्रमाणथी बाधा ( हरकत ) आवे तेने बाधितविषयहेत्वा-भास कहे छे.

५४ प्र. बाधितविषयहेत्वाभासना केटला भेद

छे ? उ. प्रत्यक्ष बाधित, अनुमान बाधित, आगम बाधित, स्ववचन बाधित, आदि अनेक भेद छे.

९५ प्र. प्रत्यक्षबाधित कोने कहे छे ? उ. जेना साध्यमां प्रत्यक्षथीज बाधा आवे, तेने प्रत्यक्षबाधित हेत्वाभास कहे छे. जेमके "अग्नि ठंडी छे, केमके ते द्रव्य छे " तो आ हेतु प्रत्यक्ष बाधित छे.

९६ प्र. अनुमान बाधित कोने कहे छे ? उ. जेना साध्यमां अनुमानथी बाधा आवे, तेने अनुमान बाधित हेत्वाभास कहे छे. जेमके घास आदि कर्त्तानुं बनावेलुं छे, केमके ए कार्य छे, परन्तु आमां आ अनुमानथी बाधा आवे छे के—घास आदि कोईनुं बनावेलुं नथी, केमके तेनो बनाववाळो शरीरधारी नथी. जे जे शरीर

धारीनुं बनावेलुं नथी, ते ते वस्तु कर्त्तानी बना वेली नथी. जेमके आकाश.

५७ प्र. आगमबाधित कोने कहे छे? उ. शास्त्रथी जेनुं साध्य बाधित थाय तेने आगम-बाधित हेत्वाभास कहे छे. जेमके पाप सुखने आपवावालुं छे केमके ते कर्म छे. जे जे कर्म होय छे, ते ते सुखना आपवावालां होय छे, जेमके पूण्यकर्म. आमां शास्त्रथी बाधा आवे छे, केमके शास्त्रमां पापने दुःख देवावालुं लख्युं छे.

५८ प्र. स्ववचन बाधित कोने कहे छे? उ. जेनां साध्यमां पोतानां वचनथीज बाधा आवे, तेने स्ववचन बाधित हेत्वाभास कहे छे, जेमके मारी माता वंध्या छे, केमके पुरुषनो

संयोग होवाथी पण तेने गर्भ रहेतो नथी.

५९ प्र. अनुमानना केटला अंग छे ? उ. पांच छे. प्रतिज्ञा, हेतु, उदाहरण, उपनय अने निगमन.

६० प्र. प्रतिज्ञा कोने कहे छे ? उ. पक्ष अने साध्यना कहेवाने प्रतिज्ञा कहे छे. जेमके "आ पर्वतमां अग्नि छे."

६१ प्र. हेतु कोने कहे छे ? उ. साधननां वचनने ( कहेवाने ) हेतु कहे छे जेमके आ धुमाडो छे.

६२ प्र. उदाहरण कोने कहे छे? उ. व्याप्ति-पूर्वक दृष्टान्तने कहेवाने उदाहरण कहे छे. जेमके "ज्यां ज्यां धूमाडो छे, त्यां त्यां अग्नि छे. जेमके रसोडुं. अने ज्यां ज्यां अग्नि नथी, त्यां त्यां धूमाडो पण नथी. जेमके "तळाव"

६३ प्र. दृष्टान्त कोने कहे छे? उ. ज्यां साध्य अने साधननी मौजुदगी (हाजरी) अथवा गैरमौजुदगी देखाइ जाय तेने. जेमके रसोइखानुं अथवा तळाव.

६४ प्र. दृष्टान्तना केटला भेद छे? उ. बे. अन्वय दृष्टान्त अने व्यतीरेक दृष्टान्त.

६५ प्र. अन्वय दृष्टान्त कोने कहे छे? उ. ज्यां साधननी मौजुदगीमां साध्यनी मौजुदगी मालुम पडे तेने. जेमके रसोइखानामां धूमाडानो सद्भाव होवाथी अग्निनो सद्भाव बताव्यो.

६६ प्र. व्यतिरेक दृष्टान्त कोने कहे छे? उ. ज्यां साध्यनी गैरमौजुदगीमां साधननी गैरमौजुदगी देखाइ जाय तेने. जेमके तळाव.

६७ प्र. उपनय कोने कहे छे? उ. पक्ष

अने साधनमां दृष्टान्तनी सदृशता देखावाने उपनय कहे छे. जेमके आ पर्वत पण एवाज धूमाडावाळो छे.

६८ प्र. निगमन कोने कहे छे ? उ. परिणाम काढीने प्रतिज्ञाने दोहरावाने निगमन कहे छे जेमके ए माटे आ पर्वत पण अग्निवान छे.

६९ प्र. हेतुना केटला भेद छे ? उ. त्रण भेद छे. केवलान्वयी, केवल व्यतिरेकी अने अन्वय व्यतिरेकी.

७० प्र. केवलान्वयी हेतु कोने कहे छे ? उ. जे हेतुमां मात्र अन्वय दृष्टान्त होय, तेने केवलान्वयी हेतु कहे छे. जेमके—जीव अनेकान्त स्वरुप छे केमके सत्स्वरुप छे. जे जे सत्स्वरुप होय छे, ते ते अनेकान्त स्वरुप होय छे, जेमके—पुद्गलादिक.

७१ प्र. केवल व्यतिरेकी हेतु कोने कहे छे? उ. जेमां मात्र व्यतिरेक दृष्टान्त होइ शके, तेने केवल व्यतिरेकी हेतु कहे छे. जेमके शरीरमां आत्मा छे, केमके तेमां श्वासोश्वास छे. ज्यां ज्यां आत्मा होतो नथी; त्यां त्यां श्वासोश्वास पण होतो नथी, जेमके टेबल वीगेरे.

७२ प्र. अन्वयव्यतिरेकी हेतु कोने कहे छे? उ. जेमां अन्वयी दृष्टान्त अने व्यतिरेकी दृष्टान्त बन्ने होय तेने. जेमके पर्वतमां अग्नि छे; केमके तेमां धूमाडो छे. ज्यां ज्यां धूमाडो होय छे, त्यां त्यां अग्नि होय छे. जेमके रसोइखानुं (रसोडुं), ज्यां ज्यां अग्नि नथी त्यां त्यां धूमाडो पण नथी.

७३ प्र. आगम प्रमाण कोने कहे छे? उ.

आप्तना वचन आदिथी उत्पन्न थयेल पदार्थना ज्ञानने आगमप्रमाण कहे छे.

७४ प्र. आप्त कोने कहे छे? उ. परम हितोपदशक सर्वज्ञ देवने आप्त कहे छे.

७५ प्र. प्रमाणनो विषय शुं छे? उ. सामान्य अथवा धर्मी, तथा विशेष अथवा धर्म, ए बन्ने अंशोना समुहरुप वस्तु प्रमाणनो विषय छे.

७६ प्र. विशेष कोने कहे छे? उ. वस्तुना कोई खास अंश (भाग) ने विशेष कहे छे.

७७ प्र. विशेषना केटला भेद छे? उ. बे भेद छे. सहभावीविशेष अने क्रमभावीविशेष.

७८ प्र. सहभावी विशेष कोने कहे छे? उ. वस्तुना पुरा भागमां तथा तेनी सर्व अवस्था-

ओमां रहेवावाळा विशेषने सहभावी विशेष अथवा गुण कहे छे.

७९ प्र. क्रमभावी विशेष कोने कहे छे ? उ. क्रमथी होवावाळी वस्तुना विशेषने क्रमभावी विशेष अथवा पर्याय कहे छे.

८० प्र. प्रमाणाभास कोने कहे छे ? उ. मिथ्याज्ञानने प्रमाणाभास कहे छे.

८१ प्र. प्रमाणाभास केटला छे ? उ. त्रण छे. संशय, विपर्यय, अने अनध्यवसाय.

८२ प्र. संशय कोने कहे छे ? उ. विरुद्ध अनेक कोटी स्पर्श करवावाला ज्ञानने संशय कहे छे, जेमके सीप छे के चांदी ?

८३ प्र. विपर्यय कोने कहे छे ! उ. विपरीत एक कोटीना निश्चय करवावाळा ज्ञानने

९४ प्र. संग्रहनय कोने कहे छे ? उ. पोता-नी जातिनो विरोध नहि करीने अनेक विषयोने एकपणाथी ग्रहण करे, तेने संग्रहनय कहे छे. जेमके जीव कहेवाथी चारे गतिना जीवोनुं ग्रहण होय छे.

९५ प्र. व्यवहारनय कोने कहे छे ? उ. जे संग्रहनयथी ग्रहण करेला पदार्थोने विधिपूर्वक जुदा करे, तेने व्यवहारनय कहे छे. जेमके जीवना भेद त्रस अने स्थावर वगेरे करवा.

९६ प्र. पर्यायार्थिकनयना केटला भेद छे ? उ. चार भेद छे. ऋजुसुत्र, शब्द, समभिरुढ अने एवंभूत.

९७ प्र. ऋजुसूत्रनय कोने कहे छे ? उ. भूत भविष्यतनी अपेक्षा नहि करीने वर्तमान-

ज्ञानने निश्चयनय कहे छे. जेमके माटीना घडाने माटीनो घडो कहेवो.

८८ प्र. व्यवहारनय कोने कहे छे? उ. कोइ निमित्तना कारणथी एक पदार्थने बीजा पदार्थरुप जाणवावाळा ज्ञानने व्यवहारनय कहे छे. जेमके माटीना घडाने घीना निमित्तथी घीनो घडो कहेवो.

८९ प्र. निश्चयनयना केटला भेद छे? उ. बे भेद छे. द्रव्यार्थिकनय, अने पर्यायार्थिकनय.

९० प्र. द्रव्यार्थिकनय कोने कहे छे? उ. जे द्रव्य अथवा सामान्यने ग्रहण करे, तेने द्रव्यार्थिकनय कहे छे.

९१ प्र. पर्यायार्थिकनय कोने कहे छे? उ. जे विशेषने (गुण अथवा पर्यायने) विषय करे, तेने पर्यायार्थिकनय कहे छे.

९२ प्र. द्रव्यार्थिकनयना केटला भेद छे ? उ. त्रण भेद छे. नैगम, संग्रह अने व्यवहार.

९३ प्र. नैगमनय कोने कहे छे ? उ. बे पदार्थोमांथी एकने गौण करे अने बीजाने प्रधान करी भेद अथवा अभेदने जाणवावाळुं ज्ञान नैगमनय छे. तथा पदार्थना संकल्पने ग्रहण करवावाळुं ज्ञान नैगमनय छे. जेमके कोइ पुरुष रसोइखानामां चोखा लइने वीणतो हतो, ते वखते कोइ बीजा पुरुषे आवीने पूछ्युं के, तमो शुं करी रह्या छो ? त्यारे तेणे कह्युं के हुं भात बनावुं छुं. अहियां चोखा अने भातमां अभेद विविक्षा छे, अथवा चोखामां भातनो संकल्प छे.

विपर्यय कहे छे, जेमके सीपने चांदी जाणवी.

८४ प्र. अनध्यवसाय कोने कहे छे? उ. "आ शुं छे" एवा प्रतिभासने अनध्यवसाय कहे छे. जेमके रस्तामां चालतां कांटा वीगेरनुं ज्ञान अथवा रस्तामां चालतां कांइ वागे ते वखते शुं वाग्युं तेनी आपणने खबर नथी, पण कांटो वाग्यो, कांकरो वाग्यो के शुं वाग्युं एवा ज्ञानने अनध्यवसाय कहे छे.

८५ प्र. नय कोने कहे छे? उ. वस्तुना एक देशने जाणवावाला ज्ञानने नय कहे छे.

८६ प्र. नयना केटला भेद छे? उ. बे भेद छे. निश्चयनय, अने व्यवहारनय, अथवा उपनय

८७ प्र. निश्चयनय कोने कहे छे? उ. वस्तु-ना कोइ असली अंशने ग्रहण करवावाळा

पर्याय मात्रने जे ग्रहण करे, तेने ऋजुसूत्रनय कहे छे.

९८ प्र. शब्दनय कोने कहे छे? उ. लिंग, कारक, वचन, काळ उपसर्गादिकना भेदथी जे पदार्थने भेदरुप ग्रहण करे, तेने शब्दनय कहे छे. जेमके दारा, भार्या, कलत्र ए त्रणे जुदा जुदा लिंगना शब्द एकज स्त्री पदार्थना वाचक छे, तेथी आ नय स्त्रीपदार्थने त्रण भेद-रुप ग्रहण करे छे. एवी रीते कारक आदिनुं पण दृष्टान्त जाणवुं.

९९ प्र. समभिरुढनय कोने कहे छे? उ. लिंगादिकना भेद न होवाथी पण पर्याय श-ब्दना भेदथी जे पदार्थने भेदरुप ग्रहण करे, तेने समभिरुढनय कहे छे. जेमके—शक्र, पुर-

न्द्र, इन्द्र, ए त्रणे एकज लिंगना पर्यायशब्द देवराजना वाचक छे, तेथी आ नय देवराजने त्रणभेदरुप ग्रहण करे छे.

१०० प्र. एवंभूतनय कोने कहे छे? उ. जे शब्दनो जे क्रियारुप अर्थ होय, तेज क्रियारुप परिणमेला पदार्थने जे ग्रहण करे, तेने एवंभूतनय कहे छे. जेमके पूजारीने पूजा करती वखतेज पूजारी कहेवो. बीजी वखते नहि.

१०१ प्र. व्यवहारनय अथवा उपनयना केटला भेद छे? उ. त्रण भेद छे. सद्भूतव्यवहारनय, असद्भूतव्यवहारनय, अने उपचरितव्यवहारनय अथवा उपचरितासद्भूतव्यवहारनय.

१०२ प्र. सद्भूतव्यवहारनय कोने कहे छे?

उ. एक अखंड द्रव्यने :भेदरुप विषयकरवा-वाळा ज्ञानने सद्भूतव्यवहारनय कहे छे. जेमके जीवना केवळज्ञानादिक अथवा मतिज्ञानादिक गुण छे.

१०३ प्र. असद्भूतव्यवहारनय कोने कहे छे? उ. मळेला भिन्न पदार्थोने अभेदरुप ग्रहण करे, तेने असद्भूतव्यवहारनय कहे छे. जेमके आ शरीर मारुं छे अथवा माटीना घडाने घीनो घडो कहेवो.

१०४ प्र. उपचरितव्यवहार अथवा उपचरित असद्भूतव्यवहारनय कोने कहे छे? उ. अत्यन्त भिन्न पदार्थोने जे अभेदरुप ग्रहण करे, तेने उपचरितव्यवहार अथवा उपचरित असद्भूतव्यवहारनय कहे छे. जेमके हाथी, घोडा, महेल, मकान; मारां छे इत्यादि.

१०५ प्र. निक्षेप कोने कहे छे? उ. युक्तिथी सुयुक्त मार्ग प्राप्त थतां कार्यनां वशथी नाम, स्थापना, द्रव्य अने भावमां पदार्थना स्थापनने निक्षेप कहे छे.

१०६ प्र. निक्षेपना केटला भेद छे? उ. चार छे. नामनिक्षेप, स्थापनानिक्षेप, द्रव्यनिक्षेप अने भावनिक्षेप.

१०७ प्र. नामनिक्षेप कोने कहे छे? उ. जे पदार्थमां जे गुण नथी, तेने तेज नामथी कहेवुं अथवा गुण, जाति, द्रव्य, अने क्रियानी अपेक्षा रहित केवळ लोक व्यवहारने माटे नाम स्थापन करवुं, तेने नामनिक्षेप कहे छे, जेमके कोइए पोताना छोकरानुं नाम हाथीसिंह राख्युं छे, पण तेनामां हाथी अने सिंह बन्नेना गुणो नथी मात्र लोकव्यवहारने माटे छे.

१०८ प्र. स्थापनानिक्षेप कोने कहे छे? उ. साकार अथवा निराकार पदार्थमां आ तेज छे, एवी रीते अवधान करीने निवेश (स्थापन) करवाने स्थापनानिक्षेप कहे छे. जेमके—पार्श्वनाथनी प्रतिमाने पार्श्वनाथ कहेवा अथवा सेतरंजनी सोकटीने हाथी घोडा कहेवा.

१०९ प्र. नामनिक्षेप अने स्थापनानिक्षेपमां शुं भेद छे? उ. नामनिक्षेपमां मूळ पदार्थनी माफक सत्कार आदिकनी प्रवृत्ति होती नथी, परन्तु स्थापनानिक्षेपमां होय छे. जेमके कोइए पोताना छोकरानुं नाम पार्श्वनाथ राख्युं छे, तो ते छोकरानो सत्कार पार्श्वनाथनी माफक थतो नथी, परन्तु पार्श्वनाथनी प्रतिमानोज सत्कार थाय छे.

११० प्र. द्रव्यनिक्षेप कोने कहे छे ? उ. जे पदार्थ भविष्यना परिणामनी योग्यता राखवावाळो होय तेने द्रव्यनिक्षेप कहे छे. जेमके राजाना पुत्रने राजा कहेवो.

१११ प्र. भावनिक्षेप कोने कहे छे ? उ. वर्तमानपर्याय संयुक्त वस्तुने भावनिक्षेप कहे छे. जेमके राज्य करता पुरुषने राजा कहेवो.

इति प्रथमोऽध्यायः समाप्तः ॥ १ ॥

## अथ द्वितीयोऽध्यायः पारभ्यते ।

११२ प्र. द्रव्य कोने कहे छे? उ. गुणोना समुहने द्रव्य कहे छे.

११३ प्र. गुण कोने कहे छे? उ. द्रव्यना पूरा भागमां अने तेनी सर्व हालतोमां जे रहे, तेने गुण कहे छे.

११४ प्र. गुणना केटला भेद छे? उ. बे भेद छे. सामान्यगुण, अने विशेषगुण.

११५ प्र. सामान्यगुण कोने कहे छे? उ. जे सर्व द्रव्योमां व्यापे, तेने सामान्यगुण कहे छे.

११६ प्र. विशेषगुण कोने कहे छे? उ. जे सर्व द्रव्योमां न व्यापे, तेने विशेषगुण कहे छे.

११७ प्र. सामान्यगुण केटला छे? उ.

अनेक छे, पण तेमां छ मुख्य गुण छे. जेमके अस्तित्व, वस्तुत्व, द्रव्यत्व, प्रमेयत्व, अगुरु-लघुत्व अने प्रदेशवत्व.

११८ प्र. अस्तित्वगुण कोने कहे छे? उ. जे शक्तिना निमित्तथी द्रव्यनो कदी नाश न थाय, तेने अस्तित्वगुण कहे छे.

११९ प्र. वस्तुत्वगुण कोने कहे छे? उ. जे शक्तिना निमित्तथी द्रव्यमां अर्थक्रिया होय तेने वस्तुत्वगुण कहे छे. जेमके घडानी अर्थ-क्रिया जलधारण छे.

१२० प्र. द्रव्यत्वगुण कोने कहे छे? उ. जे शक्तिना निमित्तथी द्रव्य सदैव एक सरखा न रहे, अने जेनी पर्यायो (हालतो) हमेशां बदलती रहे तेने द्रव्यत्वगुण कहे छे.

अनेक छे, पण तेमां छ मुख्य गुण छे. जेमके अस्तित्व, वस्तुत्व, द्रव्यत्व, प्रमेयत्व, अगुरु-लघुत्व अने प्रदेशवत्व.

११८ प्र. अस्तित्वगुण कोने कहे छे? उ. जे शक्तिना निमित्तथी द्रव्यनो कदी नाश न थाय, तेने अस्तित्वगुण कहे छे.

११९ प्र. वस्तुत्वगुण कोने कहे छे? उ. जे शक्तिना निमित्तथी द्रव्यमां अर्थक्रिया होय तेने वस्तुत्वगुण कहे छे. जेमके घडानी अर्थ-क्रिया जलधारण छे.

१२० प्र. द्रव्यत्वगुण कोने कहे छे? उ. जे शक्तिना निमित्तथी द्रव्य सदैव एक सरखा न रहे, अने जेनी पर्यायो (हालतो) हमेशां बदलती रहे तेने द्रव्यत्वगुण कहे छे.

१२१ प्र. प्रमेयत्वगुण कोने कहे छे? उ. जे शक्तिना निमित्तथी द्रव्य कोइने कोइ ज्ञानतो विषय होय, तेने प्रमेयत्वगुण कहे छे.

१२२ प्र. अगुरुलघुत्वगुण कोने कहे छे? उ. जे शक्तिना निमित्तथी द्रव्यनी द्रव्यता कायम रहे, अथवा एक द्रव्य बीजा द्रव्यरुप न परिणमे अथवा एक गुण बीजा गुणरुप न परिणमे तथा एक द्रव्यना अनेक अथवा अनन्तगुण विखराइने जुदा जुदा न थइ जाय, तेने अगुरुलघुत्वगुण कहे छे.

१२३ प्र. प्रदेशवत्वगुण कोने कहे छे? उ. जे शक्तिना निमित्तथी द्रव्यनो कोइपण आकार अवश्य होय, तेने प्रदेशवत्वगुण कहे छे.

१२४ प्र. द्रव्यना केटला भेद छे? उ. छ

भेद छे. जीव, पुद्गल, धर्म, अधर्म, आकाश अने काळ.

१२५ प्र. जीवद्रव्य कोने कहे छे? उ. जेमां चेतना लक्षण होय, तेने जीवद्रव्य कहे छे.

१२६ प्र. पुद्गलद्रव्य कोने कहे छे? उ. जेमां स्पर्श, रस, गन्ध, अने वर्ण होय, तेने पुद्गलद्रव्य कहे छे.

१२७ प्र. पुद्गलद्रव्यना केटला भेद छे? उ. बे भेद छे. परमाणु, अने स्कन्ध.

१२८ प्र. परमाणु कोने कहे छे? उ. सर्वथी नाना पुद्गलने परमाणु कहे छे.

१२९ प्र. स्कन्ध कोने कहे छे? उ. अनेक परमाणुओनां बन्धने स्कन्ध कहे छे.

१३० प्र. बन्ध कोने कहे छे? उ. अनेक

चजोमां एकपणानुं ज्ञान करावबावाळा सम्ब-न्धविशेषने बंध कहे छे.

१३१ प्र. स्कन्धना केटला भेद छे? उ. आहारवर्गणा, तैजसवर्गणा, भाषावर्गणा, मनोवर्गणा; कार्माणवर्गणा वगेरे बावीस भेद छे.

१३२ प्र. आहारवर्गणा कोने कहे छे? उ. औदारिक, वैक्रियक अने आहारक ए त्रण शरीररुप जे परिणमे, तेने आहारवर्गणा कहे छे.

१३३ औदारिकशरीर कोने कहे छे? उ. मनुष्य, तिर्यंचनां स्थूल शरीरने औदारिक-शरीर कहे छे.

१३४ प्र. वैक्रियकशरीर कोने कहे छे? उ. जे नाना, मोटा, एक, अनेक वगेरे जुदा जुदा प्रकारनी क्रियाओने करे एवा देव अने

नारकीओना शरीरने वैक्रियकशरीर कहे छे.

१३५ प्र. आहारकशरीर कोने कहे छे? उ. छट्ठागुणस्थानवर्ती मुनिने तत्त्वोमां कोइ शंका उत्पन्न थवाथी केवळी अथवा श्रुत केवळीना समीप जवाने माटे मस्तकमांथी जे एक हाथनुं पुतळुं नीकळे छे, तेने आहारकशरीर कहे छे.

१३६ प्र. तैजसवर्गणा कोने कहे छे? उ. औदारिक अने वैक्रियकशरीरने कान्ति आपवावाळुं तैजस शरीर जे वर्गणाथी बने, तेने तैजस वर्गणा कहे छे.

१३७ प्र. भाषावर्गणा कोने कहे छे? उ. जे शब्दरुप परिणमे, तेने भाषावर्गणा कहे छे.

१३८ प्र. कार्माणवर्गणा कोने कहे छे?

उ. जे कार्माणशरीररुप परिणमे, तेने कार्माण वर्गणा कहे छे.

१३९ प्र. कार्माणशरीर कोने कहे छे? उ. ज्ञानावर्णी, दर्शनावर्णी, अन्तराय, मोहनीय, आयु, नाम, गोत्र अने वेदनीय ए आठे कर्मोना समुहने कार्माण शरीर कहे छे.

१४० प्र. तैजस अने कार्माण शरीर कोने होय छे? उ. संपूर्ण संसारी जीवोने तैजस अने कार्माण शरीर होय छे.

१४१ प्र. धर्म द्रव्य कोने कहे छे? उ. गतिरुप परिणमायला जीव अने पुद्गलोने जे गमन करवामां सहायकारी होय, तेने धर्म द्रव्य कहे छे. जेमके माछलीने माटे पाणी.

१४२ प्र. अधर्म द्रव्य कोने कहे छे? उ.

गति पूर्वक स्थितिरुप परिणमायला जीव अने पुद्गलने जे स्थितिमां सहायकारी होय, तेने अधर्म द्रव्य कहे छे.

१४३ **प्र.** आकाश द्रव्य कोने कहे छे? **उ.** जे जीवादिक पांचे द्रव्योने रहेवाने माटे जग्या आपे. तेने आकाश द्रव्य कहे छे.

१४४ प्र. काळ द्रव्य कोने कहे छे? उ. जे जीवादिक द्रव्योने परिणमनमां सहकारी (सहायक) होय, तेने काळ द्रव्य कहे छे. जेमके कुंभारना चाकने फेरववाने माटे लोढानो खीलो.

१४५ **प्र.** काळद्रव्यना केटला भेद छे? **उ.** निश्चय काळ द्रव्य अने व्यवहार काळ द्रव्य, ए बे भेद छे.

१४६ प्र. निश्चय काळ द्रव्य कोने कहे छे? उ. काळ द्रव्यने निश्चय काल द्रव्य कहे छे.

१४७ प्र. व्यवहार काळद्रव्य कोने कहे छे? उ. काळद्रव्यनी घडी, दीवस, महीनो, वरस आदि पर्यायोने व्यवहार काळद्रव्य कहे छे.

१४८ प्र. पर्याय कोने कहे छे? उ. गुणना विकारने पर्याय कहे छे.

१४९ प्र. पर्यायना केटला भेद छे? उ. बे भेद छे. व्यञ्जन पर्याय अने अर्थ पर्याय.

१५० प्र. व्यञ्जनपर्याय कोने कहे छे? उ. प्रदेशत्वत्व गुणना विकारने व्यञ्जनपर्याय कहे छे.

१५१ प्र. व्यञ्जन पर्यायना केटला भेद छे? उ. बे भेद छे, स्वभावव्यञ्जनपर्याय अने

विभावव्यञ्जनपर्याय.

१५२ प्र. स्वभावव्यञ्जनपर्याय कोने कहे छे ? उ. बीजाना निमित्त विना जे व्यञ्जन पर्याय होय, तेने स्वभाव व्यञ्जन पर्याय कहे छे. जेमके जीवनी सिद्धपर्याय.

१५३ प्र. विभावव्यञ्जनपर्याय कोने कहे छे? उ. बीजाना निमित्तथी जे व्यञ्जनपर्याय होय, तेने विभावव्यञ्जनपर्याय कहे छे, जेमके जीवना मनुष्य नारकादि पर्याय.

१५४ प्र. अर्थपर्याय कोने कहे छे ? उ. प्रदेशवत्व गुणना सिवाय अन्य समस्त गुणोना विकारने अर्थपर्याय कहे छे.

१५५ प्र. अर्थपर्यायना केटला भेद छे ? उ. बे भेद छे. स्वभावअर्थपर्याय अने विभाव

अर्थ पर्याय.

१५६ प्र. स्वभावअर्थपर्याय कोने कहे छे ? उ. बीजाना निमित्त विना जे अर्थपर्याय होय, तेने स्वभावअर्थपर्याय कहे छे. जेमके जीवनुं केवळ ज्ञान.

१५७ प्र. विभावव्यञ्जनपर्याय कोने कहे छे? उ. बीजाना निमित्तथी जे अर्थपर्याय होय, तेने विभावअर्थपर्याय कहे छे. जेमके जीवना राग, द्वेष आदि.

१५८ प्र. उत्पाद कोने कहे छे? उ. द्रव्यमां नवीनपर्यायनी प्राप्तिने उत्पाद कहे छे.

१५९ प्र. व्यय कोने कहे छे ? उ. द्रव्यनी पूर्व पर्यायना त्यागने व्यय कहे छे.

१६० प्र. ध्रौव्य कोने कहे छे? उ. प्रत्यभि

ज्ञानना कारण भूत द्रव्यनी कोइ पण अवस्था-
नी नित्यताने ध्रौव्य कहे छे.

१६१ प्र. द्रव्योमां विशेषगुण क्या क्या छे?
उ. जीव द्रव्यमां चेतना, सम्यक्त्व, चारित्र
इत्यादि. पुद्गलद्रव्यमां स्पर्श, रस, गन्ध, वर्ण;
धर्म द्रव्यमां गति हेतुत्वपणुं वीगेरे, अधर्म
द्रव्यमां स्थिति हेतुत्वपणुं वीगेरे, आकाश
द्रव्यमां अवगाहन हेतुत्वपणुं अने काळ द्रव्यमां
परिणामन हेतुत्वपणुं वीगेरे गुणो होय छे.

१६२ प्र. आकाशना केटला भेद छे? उ.
आकाश एकज अखंड द्रव्य छे.

१६३ प्र. आकाश कयां छे? उ. आकाश
सर्व व्यापी छे.

१६४ प्र. लोकाकाश कोने कहे छे? उ.

ज्यां सुधी जीव, पुद्गल, धर्म, अधर्म, काळ ए पांच द्रव्य छे, त्यां सुधीना आकाशने लोकाकाश कहे छे.

१६५ प्र. अलोकाकाश कोने कहे छे? उ. लोकना बहारना आकाशने अलोकाकाश कहे छे. अथवा ज्यां जीव, पुद्गल, धर्म, अधर्म अने काळ ए पांच द्रव्य नथी, ते आकाशने अलोकाकाश कहे छे.

१६६ प्र. लोकनी मोटाइ, उंचाइ अने पहोळाइ केटली छे? उ. लोकनी मोटाइ उत्तर अने दक्षिण दीशामां सर्वे जग्याए सात राजु छे. पहोळाइ पूर्व अने पश्चिम दिशामां मुळमां (नीचे जमीनमां) सात राजु छे. अने उपर अनुक्रमे घटीने सात राजुनी उंचाइ उपर पहोळाइ एक राजु

छे. पछी अनुक्रमे घटीने साडा दश राजुनी उंचाइ उपर पहोळाइ पांच राजु छे. पछी अनुक्रमे घटीने चौद राजुनी उंचाइ उपर एक राजु पहोळाइ छे. अने उर्द्ध्व अने अधो दिशामां (सातमा नरक सुधीमां) उंचाइ चौद राजुनी छे.

१६७ प्र. धर्म तथा अधर्म द्रव्य खंडरुप छे के अखंडरुप छे? अने तेनी स्थिति क्यां छे? उ. धर्म अने अधर्मद्रव्य एक एक अखंड द्रव्य छे अने ते बन्ने समस्त लोकाकाशमां व्याप्त छे.

१६८ प्र. प्रदेश कोने कहे छे? उ. आकाशना जेटला भागने एक पुद्गलपरमाणु रोके, तेटला भागने प्रदेश कहे छे.

૧૬૯ પ્ર. કાળદ્રવ્ય કેટલા ભેદરુપ છે અને તેની સ્થિતિ ક્યાં છે? ઉ. લોકાકાશના જેટલા પ્રદેશ છે, તેટલાજ કાળદ્રવ્ય છે. અને લોકાકાશના એક એક પ્રદેશ ઉપર એક એક કાળદ્રવ્ય ( કાલાણુ ) સ્થિત છે.

૧૭૦ પ્ર. પુદ્ગળદ્રવ્ય કેટલા અને તેની સ્થિતિ ક્યાં છે? ઉ. પુદ્ગલદ્રવ્ય અનંતાઅનંત છે અને તે સમસ્ત લોકાકાશમાં ભરેલા છે.

૧૭૧ પ્ર. જીવ દ્રવ્ય કેટલા અને ક્યાં છે? ઉ. જવિદ્રવ્ય અનંતાઅનંત છે અને તે સમસ્ત લોકાકાશમાં ભરેલા છે.

૧૭૨ પ્ર. એક જીવ કેટલો મોટો છે? ઉ. એક જીવ પ્રદેશોની અપેક્ષાએ લોકાકાશની બરાબર છે, પરન્તુ સંકોચ વિસ્તારના કારણથી

पोताना शरीरना प्रमाण रुप छे. अने मुक्त जीव अन्तना शरीरना प्रमाण रुप छे.

१७३ प्र. लोकाकाशनी बराबर कयो जीव छे? उ. मोक्ष जतां पहेला समुद्घात करवा वाळो जीव लोकाकाशनी बराबर होय छे.

१७४ प्र. समुद्घात कोने कहे छे? उ. मूळ शरीर छोड्यां वगर जीवना प्रदेशोने बहार निकळवाने समुद्घात कहे छे.

१७५ प्र. अस्तिकाय कोने कहे छे? उ. बहुप्रदेशी द्रव्यने अस्तिकाय कहे छे.

१७६ प्र. अस्तिकाय केटला छे? उ. पांच छे. जीव, पुद्गल धर्म, अधर्म अने आकाश ए पांचोने पंचास्तिकाय कहे छे. काळद्रव्य बहुप्रदेशी नथी, ते कारणथी अस्तिकाय पण नथी.

१७७ प्र. पुद्गलपरमाणु एक प्रदेशी छे, तो ते अस्तिकाय केवी रीते छे ? उ. पुद्गलपरमाणु शक्तिनी अपेक्षाथी अस्तिकाय छे अथवा स्कंध रुपमां थइ बहुप्रदेशी थइ जाय छे, ते माटे उपचारथी ते अस्तिकाय छे.

१७८ प्र. अनुजीवी गुण कोने कहे छे? उ. भाव स्वरुप गुणने अनुजीवी गुण कहे छे. जेमके सम्यकत्त्व, चारित्र, सुख, चेतना, स्पर्श, रस, गन्ध, वर्णादिक.

१७९ प्र. प्रतिजीवीगुण कोने कहे छे ? उ. वस्तुना अभावस्वरुपधर्मने प्रतिजीवीगुण कहे छे, जेमके नास्तित्व, अमूर्त्तत्व, अचेतनत्व वीगेरे.

१८० प्र. अभाव कोने कहे छे ? उ. एक

पदार्थनु बीजा पदार्थमां नहि होवापणाने अभाव कहे छे.

१८१ प्र. अभावना केटला भेद छे ? उ. प्रागभाव, प्रध्वंसाभाव, अन्योन्याभाव अने अन्यन्ताभाव ए चार भेद छे.

१८२ प्र. प्रागभाव कोने कहे छे ? उ. वर्तमानपर्यायनो पूर्व पर्यायमां जे अभाव, तेने प्रागभाव कहे छे.

१८३ प्र. प्रध्वंसाभाव कोने कहे छे ? उ. आगामी पर्यायमां वर्तमानपर्यायना अभावने प्रध्वंसाभाव कहे छे.

१८४ प्र. अन्यन्याभाव कोने कहे छे ? उ. पुद्गलद्रव्यना एक वर्तमान पर्यायमां बीजा पुद्गलनी पर्यायना अभावने अन्योन्याभाव कहे छे.

१८५ प्र. अत्यन्ताभाव कोने कहे छे? उ. एक द्रव्यमां बीजा द्रव्यना अभावने अत्यन्ताभाव कहे छे.

१८६ प्र. जीवना अनुजीवी गुण कया कया छे? उ. चेतना, सम्यकत्त्व, चारित्र, सुख, वीर्य, भव्यत्व, अभव्यत्व, जीवत्व, वैभाविक, कर्तृत्व, भोक्तृत्व, वीगेरे अनन्तगुण छे.

१८७ प्र. जीवना प्रतिजीव गुण कया कया छे? उ. अव्याबाध, अवगाह, अगुरुलघु, सूक्ष्मत्व, नास्तित्व इत्यादि.

१८८ प्र. चेतना कोने कहे छे? उ. जेमां पदार्थोनो प्रतिभास (जाणवुं) होय, तेने चेतना कहे छे.

१८९ प्र. चेतनाना केटला भेद छे? उ.

बे भेद छे. दर्शनचेतना, अने ज्ञानचेतना.

१९० प्र. दर्शनचेतना कोने कहे छे? उ. जेमां महासत्तानो (सामान्यनुं) प्रतिभास (ज्ञान) होय, तेने दर्शनचेतना कहे छे.

१९१ प्र. महासत्ता कोने कहे छे? उ. समस्त पदार्थोना अस्तित्वगुणने ग्रहण करवावाळी सत्ताने महासत्ता कहे छे.

१९२ प्र. ज्ञानचेतना कोने कहे छे? उ. अवान्तर सत्ता विशिष्ट विशेष पदार्थने विषय करवावाळी चेतनाने ज्ञानचेतना कहे छे.

१९३ प्र. अवान्तरसत्ता कोने कहे छे? उ. कोइपण विवक्षित पदार्थनी सत्ताने अवान्तर-सत्ता कहे छे.

१९४ प्र. दर्शनचेतनाना केटला भेद छे?

उ. चार भेद छे. चक्षुदर्शन, अचक्षुदर्शन, अवधिदर्शन अने केवळदर्शन.

१९५ प्र. ज्ञानचेतनाना केटला भेद छे? उ. पांच भेद छे. मतिज्ञान, श्रुतज्ञान, अवधिज्ञान. मनःपर्ययज्ञान अने केवळज्ञान.

१९६ प्र. मतिज्ञान कोने कहे छे? उ. इन्द्रिय अने मननी सहायताथी जे ज्ञान थाय, तेने मतिज्ञान कहे छे.

१९७ प्र. मतिज्ञानना केटला भेद छे? उ. बे भेद छे. सांव्यवहारिक प्रत्यक्ष अने परोक्ष.

१९८ प्र. परोक्ष मतिज्ञानना केटला भेद छे? उ. चार भेद छे. स्मृति, प्रत्यभिज्ञान, तर्क, अने अनुमान.

१९९ प्र. मतिज्ञानना बीजी रीतना केटला

भेद छे? उ. चार भेद छे. अवग्रह, इहा, अवाय अने धारणा.

२०० प्र. अवग्रह कोने कहे छे? उ. इन्द्रिय अने पदार्थना योग्य स्थानमां ( मौजुद जगामां ) रहेवाथी सामान्य प्रतिभासरुप दर्शननी पछी अवान्तर सत्ता सहित विशेष वस्तुना ज्ञानने अवग्रहज्ञान कहे छे. जेमके आ मनुष्य छे.

२०१ प्र. इहाज्ञान कोने कहे छे? उ. अवग्रह ज्ञानथी जाणेला पदार्थना विषयमां उत्पन्न थयेला संशयने दूर करता एवी अभिलाषा स्वरुप ज्ञानने इहा ज्ञान कहे छे. आ इहा ज्ञान एटलुं कमजोर छे के कोइपण पदार्थनुं इहा ज्ञान थइने छुटी जाय, तो तेना विषयमां

काळान्तरमां संशय अने विस्मरण थइ जाय छे, जेमके ते ठाकोरदासजी छे.

२०२ प्र. अवाय कोने कहे छे ? उ. इहाथी जाणेला पदार्थमां आ तेज छे. अन्य (बीजो) कोइ नथी एवा मजबुत ज्ञानने अवाय कहे छे. अवायथी जाणेला पदार्थमां संशय तो थतो नथी, परन्तु विस्मरण थइ जाय छे, जेमके ते ठाकोरदासजीज छे, बीजो कोइ नथी.

२०३ प्र. धारणा कोने कहे छे ? उ. जे ज्ञानथी जाणेला पदार्थमां काळान्तरमां संशय तथा विस्मरण न होय. अथवा अवाय ज्ञानथी जाणेला पदार्थने कालान्तरमां भुलवुं नहि. तेने धारणाज्ञान कहे छे.

२०४ प्र. मतिज्ञानना विषयभूतपदार्थोना

केटला भेद छे ? उ. बे भेद छे. व्यक्त. अने अव्यक्त.

२०५ प्र. अवग्रहादिक ज्ञान बन्ने पदार्थोमां थइ शके छे के नहि ? तथा ते केवा रीते छे? उ. व्यक्त ( प्रगटरुप ) पदार्थना अवग्रहादिक चारे ज्ञान होय छे. परन्तु अव्यक्त ( अप्रगटरुप ) पदार्थनुं मात्र अवग्रहज ज्ञान होय छे.

२०६ प्र. अर्थावग्रह कोने कहे छे ? उ. व्यक्त (प्रगट) पदार्थना अवग्रह ज्ञानने अर्थावग्रह कहे छे.

२०७ प्र. व्यञ्जनावग्रह कोने कहे छे ? उ. अव्यक्त ( अप्रगट रुप ) पदार्थना अवग्रहने व्यञ्जनावग्रह कहे छे.

२०८ प्र. व्यञ्जनावग्रह अर्थावग्रहना माफक

सर्वे ईन्द्रियो अने मन द्वारा थाय छे के केम ?
उ. व्यञ्जनावग्रह चक्षु अने मनना सिवायनी सर्वे
इन्द्रियोथी थाय छे.

२०९ प्र. व्यक्त अने अव्यक्त पदार्थना
केटला भेद छे ? उ. दरेकना बार भेद छे.
बहु, एक, बहुविध, एकविध, क्षिप्र, अक्षिप्र.
निःसृत, अनिःसृत, उक्त, अनुक्त, ध्रुव, अध्रुव.

२१० प्र. श्रुतज्ञान कोने कहे छे ? उ. म-
तिज्ञानथी जाणेला पदार्थथी संबन्ध लइने कोई
बीजा पदार्थना ज्ञानने श्रुतज्ञान कहे छे.
जेमके ' घडो ' शब्द सांभळवा पछी उत्पन्न
थयेला कंबुग्रीवादि रुप घडानुं ज्ञान.

२११ प्र. दर्शन क्यारे थाय छे ? उ. ज्ञा-
नना पहेलां दर्शन होय छे. दर्शन वगर अल्पज्ञ

जनोने ज्ञान होतुं नथी, परन्तु सर्वज्ञ देवने ज्ञान अने दर्शन साथे साथे थाय छे.

२१२ प्र. चक्षुदर्शन कोने कहे छे? उ. नेत्रजन्य (आंखेथी देखाता) मतिज्ञानना पहेलां सामान्य प्रतिभास अथवा अवलोकनने (देखवाने) चक्षुदर्शन कहे छे.

२१३ प्र. अचक्षुदर्शन कोने कहे छे? उ. चक्षु (आंख)ना सिवाय बाकीनी इन्द्रियो अने मन संबन्धि मतिज्ञानना पहेलां थवावाळा सामान्य अवलोकन (दर्शन) ने अचक्षुदर्शन कहे छे.

२१४ प्र. अवधिदर्शन कोने कहे छे? उ. अवधिज्ञानथी पहेलां थवावाला सामान्य अवलोकनने अवधिदर्शन कहे छे.

२१५ प्र. केवळदर्शन कोने कहे छे ? उ. केवळज्ञाननी साथे थवावाळा सामान्य अवलोकनने केवलदर्शन कहे छे.

२१६ प्र. सम्यकत्त्वगुण कोने कहे छे ? उ. जे गुणना प्रगट थवाथी पोताना शुद्ध आत्मानो प्रतिभास थाय, तेने सम्यकत्त्वगुण कहे छे.

२१७ प्र. चारित्र कोने कहे छे ? उ. बाह्य अने अभ्यन्तर क्रियाना निरोध ( रोकवा )थी प्रादुर्भूत आत्मानी शुद्धि विशेषने चारित्र कहे छे.

२१८ प्र. बाह्यक्रिया कोने कहे छे ? उ. हिंसा करवी, चोरी करवा, जूठुं बोलवुं, मैथुन करवुं, परिग्रहसंचय करवो, ए बाह्य क्रिया छे.

२१९ प्र. अभ्यन्तर क्रिया कोने कहे छे? उ. योग अने कषायने अभ्यन्तर क्रिया कहे छे.

२२० प्र. योग कोने कहे छे? उ. मन, वचन, कायना निमित्तथी आत्माना प्रदेशोना चंचळ होवाने योग कहे छे.

२२१ प्र. कषाय कोने कहे छे? उ. क्रोध, मान. माया, लोभरूप आत्माना विभाव परिणामोने कषाय कहे छे.

२२२ प्र. चारित्रना केटला भेद छे? उ. चार भेद छे. स्वरुपाचरणचारित्र, देशचारित्र, सकलचारित्र, अने यथाख्यातचारित्र.

२२३ प्र. स्वरुपाचरणचारित्र कोने कहे छे? उ. शुद्धात्मानुभवथी अविनाभावी चारित्र विशेषने स्वरुपाचरण चारित्र कहे छे.

२२४ प्र. देशचारित्र कोने कहे छे ? उ. श्रावकोना व्रतोने देशचारित्र कहे छे.

२२५ प्र. सकलचारित्र कोने कहे छे ? उ. मुनियोना व्रतोने सकलचारित्र कहे छे.

२२६ प्र. यथाख्यातचारित्र कोने कहे छे ? उ. कषायोनो सर्वथा अभाव होवाथी प्रादुर्भुत आत्माना शुद्धि विशेषने यथाख्यातचारित्र कहे छे.

२२७ प्र. सुख कोने कहे छे ? उ. आल्हादरुप आत्माना परिणामविशेषने सुख कहे छे.

२२८ प्र. वीर्य कोने कहे छे ? उ. आत्मानी शक्तिने (बळने) वीर्य कहे छे.

२२९ प्र. भव्यत्वगुण कोने कहे छे ? उ. जे शक्तिना निमित्तथी आत्माना सम्यग्दर्शन,

सम्यग्ज्ञान, सम्यग्चारित्र प्रगट थवानी योग्यता होय, तेने भव्यत्व गुण कहे छे.

२३० प्र. अभव्यत्व गुण कोने कहे छे? उ. जे शक्तिना निमित्तथी आत्माने सम्यग्दर्शन, सम्यग्ज्ञान, सम्यग्चारित्र प्रगट थयानी योग्यता न होय तेने अभव्यत्व गुण कहे छे.

२३१ प्र. जीवत्वगुण कोने कहे छे? उ. जे शक्तिना निमित्तथी आत्मा प्राण धारण करे. तेने जीवत्वगुण कहे छे.

२३२ प्र. प्राण कोने कहे छे? जेना संयोगथी आ जीव जीवनअवस्थाने प्राप्त थाय अने वियोगथी मरणअवस्थाने प्राप्त थाय, तेने प्राण कहे छे.

 २३३ प्र. प्राणना केटला भेद छे? उ. बे

